જયારે એલિસ કોચમેન યુવતી હતી, ત્યારે મોટા ભાગના ગોરા લોકો એની સાથે હાથ મિલાવતા ન હતા, કારણકે એ અશ્વેત હતી. પણ જયારે ઇંગ્લેન્ડના રાજાએ એના ગળામાં ઓલંપિકનું પદક પહેરાવ્યું, તો એણે એલિસને અભિનંદન આપવા એનો હાથ આગળ કર્યો. લન્ડનના વેમ્બલી સ્ટેડિયમમાં પોડિયમ પર ઉભેલી એલિસ એના જ્યોર્જિયાના ગામના ખેતર થી ઘણી દૂર હતી. બાળપણમાં એ એના ગામમાં ઉઘાડા પગે દોડતી હતી. રેકોર્ડ તોડવાવાળી છલાંગ પછી, એ ઓલંપિક સ્વર્ણ પદક જીતવાવાળી પહેલી આફ્રિકી-અમેરિકી મહિલા બની.

આ એક અશ્વેત રમતવીરની પ્રેરણાદાયક વાર્તા છે, જેણે પોતાના લક્ષ્ય પરથી ક્યારેય આંખો ફેરવી નહીં.





# એલિસ કોચમેન

## ઓલંપિક હાઈ-જમ્પ વિજેતા



એલિસ કોચમેન દોડવા અને કૂદકા મારવા માટે જ જન્મેલી હતી. સવારે જયારે એ એની દાદી રેશેલ સાથે ફરવા જતી તો એલિસ બહુ ઝડપથી ખેતરમાં આગળ નીકળી જતી હતી. એ એક ચટ્ટાન થી બીજી ચટ્ટાન પર કૂદકા મારતી હતી. એના રસ્તામાં આવનારી બધી વસ્તુઓ એ કૂદીને પાર કરતી હતી.

જયારે એલિસ મોટી થઈ, તો પાપાએ એને દોડવાનું અને કૂદવાનું બંધ કરવાનું કહ્યું. 1930 ના દશકમાં, દોડવું અને કૂદવું છોકરીઓ માટે સભ્ય ગણાતું ન હતું. એ સિવાય, એલિસને ઘરમાં ઘણા કામ કરવા પડતા હતા. એ મકાઈની રોટી અને ઈંડા પકાવવા માટે સવારે વહેલી ઉઠતી હતી. સ્કૂલ પૂરી થયા પછી, એ કપડાં ધોતી હતી અને એને સૂકવવા માટે લટકાવતી હતી. એ એના મોટા ભાઈઓ અને બહેનો સાથે ખેતરમાં કપાસ અને પીચ તોડતી હતી અને સાથે બાળકોની દેખભાળ પણ કરતી હતી.

એ છતાં પણ એલિસ ફક્ત દોડવા અને કૂદવા વિષે જ વિચારતી હતી. એટલે એના બધા કામ પૂરા કર્યા પછી એ ચોરી-છુપી થી છોકરાઓ સાથે રમત રમવા જતી હતી. લોકો એને એક "પાગલ મૂર્ખ" ના નામથી બોલાવતા હતા. એને ખબર હતી કે પાપા એને સજા કરશે. તો પણ એ દોડવા અને કૂદવાનો એક પણ મોકો છોડતી ન હતી.





અલ્બાની, જયોર્જિયામાં, દક્ષિણ અમેરિકાની જેમ, કાળા અને ગોરા  લોકોના અધિકાર સરખા ન હતા. મોટા ભાગના ગોરા લોકો, કાળા લોકો સાથે હાથ પણ મિલાવતા ન હતા. બસમાં અશ્વેત લોકો મરજી પ્રમાણે બેસી શકતા ન હતા, અને ઘણા સાર્વજનિક સ્થાનો પર એમને અંદર જવાની મનાઈ હતી. એવા કોઈ જિમ, ઉદ્યાન કે ટ્રેક ન હતાં જ્યાં એલિસ દોડવાનો અને કૂદવાનો અભ્યાસ કરી શકે. પણ એ એનાથી રોકાઈ નહીં. એ ગંદી સડકો પર ઉઘાડા પગે દોડતી. એણે ઊંચે કૂદવાના અભ્યાસ માટે લાઠી અને કપડાંની મદદ લીધી. એલિસ એટલે ઊંચે કૂદતી હતી કે એ કપાસના ખેતર ની ઉપર એક ઉડતા પંખી જેવી દેખાતી હતી.

જયારે એલિસ સાતમા ધોરણમાં હતી, તો હાઈ-સ્કૂલના રમતગમતના શિક્ષકનું એના પ્રત્યે ધ્યાન ગયું. એણે એલિસના માતા-પિતાને મનાવ્યા કે એ ટીમ સાથે એલિસને અલાબામા ની પ્રસિદ્ધ ટસકેગી રિલે માં જવા દે. ત્યાં એ દેશભરના સર્વોચ્ચ કાળા રમતવીર સામે પ્રતિસ્પર્ધા કરી શકશે. એના જીવનમાં પહેલી વાર, એલિસે અલાબામા છોડયું. એણે પહેલા ક્યારેય, ટ્રેકના બુટ પહેર્યા ન હતા, અને ન તો ક્યારેય એક અસલી હાઈ-જમ્પ બાર (દાંડી) પર કૂદી હતી. એલિસે હાઈ-સ્કૂલ અને કોલેજની છોકરીઓને હરાવીને પહેલું સ્થાન પ્રાપ્ત કર્યું.

એલિસે એની દોડવાની પ્રતિભાનો ઉપયોગ કેવળ રેસમાં રિબન જીતવા માટે ન કર્યો. 1940 માં એક રાતે, એક ચક્રવાતે અલ્બાનીના ઘરોને નષ્ટ કર્યા, અને ઘણા લોકોને ઘાયલ કર્યા. બે અઠવાડિયા માટે એલિસે એક બચાવ કર્મી તરીકે કામ કર્યું. એ એટલી તેજ દોડતી હતી કે જયારે એ દૂરના લોકોને ખાવાનું પહોંચાડતી, ત્યારે પણ એ ગરમ રહેતું. ત્યારે કોઈને એવું ન લાગ્યું કે એલિસ મૂર્ખ છે.



એ વર્ષે, ટસકેગી ઇન્સ્ટિટ્યૂટના ટ્રેક કોચે એલિસના માતા-પિતાની સંમતિથી એલિસનું હાઈ-સ્કૂલ નું ભણતર પૂરું કરાવ્યું. ટસકેગી ઇન્સ્ટિટ્યૂટમાં બધા અશ્વેત છાત્રો હતા અને એ સ્કૂલ એના ઉત્તમ શિક્ષણ અને રમતગમત માટે મશહૂર હતી. ટસકેગીએ એલિસ એની શિક્ષણ ફી ભરી શકે એ માટે એને છાત્રવૃત્તિ આપી. એના રૂમ અને ભોજનના પૈસા ચૂકવવા માટે ત્યાં એ વ્યાયામશાળા અને તરણ હોજ ની સફાઈ કરતી હતી, માટીના ટેનિસ કોર્ટને સપાટ કરતી હતી અને ગણવેશ સીવતી હતી.

એલિસને એનો પરિવાર બહુ યાદ આવતો હતો અને એ એના વિષે બહુ ચિંતા કરતી હતી. ગરીબીને લીધે એમને એલિસ સાથે સંપર્કમાં રહેવું મુશ્કેલ હતું. ક્યારેક-ક્યારેક કોચ એલિસને ટપાલ ટિકિટ આપતા હતા જેથી એ ઘરે પત્ર લખી શકે. એક વાર એલિસ અચાનક ઘરે ગઈ, પણ એનો પરિવાર બીજા ઘરમાં જતો રહ્યો હતો.

એલિસે ટ્રેક એન્ડ ફિલ્ડ, અને બાસ્કેટબોલમાં પ્રતિસ્પર્ધા કરી. ત્યારે રમત અને મિટિંગ માટે યાત્રા કરવી સરળ ન હતી. મોટા ભાગના રેસ્ટોરન્ટ અને ગેસ સ્ટેશન કાળા લોકોને સેવા આપતા ન હતા. એક વાર જયારે એલિસે એક ટોચના સફેદ ખેલાડી સામે દોડ જીતી, તો સ્ટેન્ડમાંથી થોડા લોકોએ એના પર બરફ ફેંક્યો. પણ એનાથી એલિસની ગતિ જરાય ધીમી ન પડી. ઊંચી કૂદ .. . 50 મીટર, 100 મીટર, 400 મીટર ની રીલે ... એણે ત્યાં બધી રેસ જીતી. એણે એક-પછી-એક ત્રણ વાર બાસ્કેટબોલ ટીમનું નેતૃત્વ કર્યું, અને ચેમ્પિયનશિપ જીતી.

એલિસે સાબિત કરી દીધું હતું કે એ દેશની સૌથી સારી હાઈ જમ્પર, સૌથી તેજ દોડવીર હતી. ઓલંપિકમાં એ જે કરી શકતી હતી એ દુનિયાને બતાવવા તૈયાર હતી. પણ એ 1944 નું વર્ષ હતું, અને દ્વિતીય વિશ્વયુદ્ધ યુરોપ ના ટુકડે-ટુકડા કરી રહ્યું હતું. યુદ્ધને લીધે ઓલંપિક રમતને રદ કરવામાં આવી હતી.



જયારે એલિસ ત્રેવીસ વર્ષની થઈ, ત્યારે એણે ટસકેગી ઇન્સ્ટિટ્યૂટની જુનિયર કોલેજમાંથી સ્નાતકની પરીક્ષા પાસ કરી. પછી એ એના ઘરે અલ્બાની જતી રહી, એની ટ્રેક ટીમને પાછળ છોડીને. એલિસે એકલા જ તાલીમ લીધી, ધૂળિયા રસ્તા પર.

એ જોગિંગ કરતી.

એ દોડતી.

અને ઊંચી કૂદનો અભ્યાસ કરતી રહી.

અલ્બાની ની ધૂળ છતાં, એ ઓલંપિકના સપના જોતી રહી.

યુદ્ધ સમાપ્ત થયા પછી એલિસને આખરે એક મોકો મળ્યો. 1948 ની ઓલંપિકમાં ઊંચી કૂદ માટે એલિસ લાયક ઠરી. એમ તો એલિસ ઊંચી કૂદ ની પ્રતિયોગિતામાં પહેલા ક્યારેય હારી ન હતી, પણ આ વખતે એ જીતશે એની એને ખાતરી ન હતી. વર્ષોની સખત તાલીમથી એની પીઠ નબળી થઈ ગઈ હતી, અને હવે એને માટે કૂદવું બહુ પીડાદાયક હતું. પણ એ ક્ષણ માટે એણે જીવનભર સંઘર્ષ કર્યો હતો.

એના ઓલંપિક સાથીઓ સાથે, એલિસ ઇંગ્લેન્ડ જવા માટે એસએસ અમેરિકા વહાણમાં સવાર થઈ. મહાસાગરમાં સાત દિવસના પ્રવાસમાં એલિસ દુનિયાભરના માણસોને મળી. એક રાતે રમતવીરોનો બધા યાત્રીઓનું મનોરંજન કરવાનો વારો હતો. એલિસે "સેન્ટ લુઈ બ્લુસ" પર નૃત્ય કર્યું.



લંડનમાં એલિસ એક કોલેજના કેમ્પસમાં અન્ય રમતવીરો સાથે રહી. એ બધા સાથે રહેતા હતા - કાળા અને ગોરા - કારણકે એન સપના એક-બીજા સાથે જોડાયેલા હતા.

યુદ્ધને લીધે શહેરમાં ઘણી ખુવારી થઈ હતી. બોમ્બવર્ષાને લીધે રસ્તા પર કાટમાળના ઢગલા પડયા હતા. ઈંગ્લેન્ડમાં મોટા ભાગના લોકો ભોજનની ગંભીર સમસ્યાનો સામનો કરી રહ્યા હતા. એલિસ અને અન્ય રમતવીર પણ ઘણીવાર ભૂખ્યા-તરસ્યા રહેતા હતા.

ઇંગ્લેન્ડની ઠંડી એલિસને સોઈની જેમ ભોંકાતી હતી, તો પણ એલિસ દિવસના તનતોડ મહેનત કરતી હતી. અને જયારે એને સમય મળતો ત્યારે એ બસમાં લન્ડન અને આસપાસના શહેરોમાં પ્રવાસ કરતી હતી. ઈંગ્લેન્ડમાં એલિસ કોઈ પણ સીટમાં બેસી શકતી હતી. એને ઇંગ્લેન્ડનો ગ્રામીણ પ્રદેશ બહુ પસંદ આવ્યો.




મહત્વપૂર્ણ વાત ઓલંપિકની રમતોમાં ભાગ લેવાની છે, એમાં જીતવાની નહીં.

જીવનમાં આવશ્યક વસ્તુ વિજય નહીં, પણ સારી રીતે સ્પર્ધા કરવાની છે.

લંડનમાં લોકોને જે મુશ્કેલીઓ નડી, એ છતાં ઓલંપિક નો ઉદઘાટન સમારોહ બહુ શાનદાર રહ્યો. એલિસે વેમ્બલી સ્ટેડિયમમાં, અન્ય રમતવીરો સાથે, પંચ્યાસી હજાર દર્શકોની તાળીઓ સાથે માર્ચ કર્યું. ઇંગ્લેન્ડના રાજાએ ઓલંપિકની રમતોના આરંભની ઘોષણા કરી, અને હજારો કબૂતરને સ્ટેડિયમમાં છોડવામાં આવ્યા. એલિસે ક્યારેય એટલા બધા પક્ષીઓ આકાશમાં ઉડતા જોયા ન હતા.



એલિસને એની હરીફાઈ માટે આઠ દિવસ રાહ જોવી પડી. એક-એક કરીને એના બધા સાથી પોતપોતાના ટ્રેક ઇવેન્ટસ હારી ગયા. એલિસ વધુ મક્કમ થતી ગઈ. જે કોઈ પણ મને હરાવશે એણે એક નવો વર્લ્ડ રેકોર્ડ કરવો પડશે! એણે વિચાર્યું.

એલિસ મહિલાઓ અને ટ્રેકના ક્ષેત્રમાં સ્વર્ણ પદક માટે અમેરિકાની આખરી આશા હતી. એની સૌથી મુશ્કેલ પ્રતિયોગી, ગ્રેટ બ્રિટનની ડોરોથી ટાઇલર હતી. ઇંચ ઇંચ થી એ એક-બીજા સાથે સ્પર્ધા કરતી રહી - 5 ફીટ 3-2/5 ઇંચ, 5 ફીટ 4-1/2 ઇંચ. ઉતરાણના ખાડામાં રેતી પાતળી થઈ ગઈ હતી અને કૂદવાથી એલિસની પીઠમાં પીડા થઈ રહી હતી. 5 ફીટ 5-1/3 ઇંચ.

ભલે મોડું થઈ રહ્યું હતું અને અન્ય બધી પ્રતિયોગિતાઓ પૂરી થઈ ગઈ હતી, પણ ઇંગ્લેન્ડના રાજા અને રાણી અને હજારો દર્શક એને જોવા માટે રોકાયા હતા.




5 ફીટ 6-1/8 ઇંચ. હવે ઊંચી કૂદનો ડંડો એલિસ જેટલો જ ઊંચો હતો. એણે આ પહેલા કોઈ પણ પ્રતિયોગિતામાં આટલી ઊંચી છલાંગ લગાવી ન હતી. એલિસે છલાંગ પર પોતાનું સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત કર્યું.

એણે તેજીથી દોડતા એની ભુજાઓને પંપ કરી.

એણે જમીનને ધક્કો માર્યો અને ઉપર ઉડી ... ઉપર ... હજી ઉપર ... ડંડાથી પણ ઉપર. એની છલાંગે એક નવો ઓલંપિક રેકોર્ડ કાયમ કર્યો!



ડોરોથી કૂદી ... પણ ચૂકી ગઈ. પણ દરેક રમતવીરને પ્રત્યેક ઊંચાઈ કૂદવા માટે ત્રણ મોકા મળે છે, અને ડોરોથીએ એના બીજા પ્રયાસમાં ડંડા ને પાર કરી લીધો.

અધિકારીઓએ ડંડા ને 5 ફીટ 7 ઇંચ સુધી ઊંચો કર્યો. એલિસ કૂદી પણ ચૂકી ગઈ. ડોરોથી પણ ચૂકી ગઈ. ત્રણ પ્રયાસો પછી, કોઈ પણ ખેલાડી ડંડા ને પાર કરી ન શક્યા.

આગળ શું થશે? એલિસને એની ખબર ન હતી. ઓલંપિકની ઊંચી છલાંગમાં "બરાબરીની ટાઈ" (હરીફાઈમાં સરખા હોવું) નથી હોતી. ત્યાં એણે એનું નામ બોર્ડ પર જોયું "કોચમેન - યુનાઇટેડ સ્ટેટ્સ." એલિસ એટલા માટે જીતી કારણકે એણે એની પહેલી કોશિશમાં રેકોર્ડ બનાવતી છલાંગ લગાવી હતી.

7 ઓગસ્ટ, 1948 ના, અલ્બાની, જ્યોર્જિયાની એલિસ કોચમેન ઓલંપિક સ્વર્ણ પદક જીતવાવાળી પહેલી આફ્રિકી-અમેરિકી મહિલા બની. જયારે એલિસ પોડિયમ (મંચ) પર ચઢી ત્યારે હજારો લોકોએ તાળીઓ પાડી. એણે એનું સપનું સાકાર કર્યું હતું. એ સપનું ત્યારે શરુ થયું હતું જયારે એ એક નાની બાળકી હતી અને જ્યોર્જિયાના ખેતરોમાં ખુલ્લા પગે દોડતી હતી.

ઇંગ્લેન્ડના રાજાએ એને "સ્વર્ણ પદક" એનાયત કર્યું. "મને તમારા પર બહુ ગર્વ છે," એણે કહ્યું. "વધાઈ!" પછી કિંગ જ્યોર્જ-VI એ એલિસ સાથે હાથ મિલાવ્યા.



# એલિસ કોચમેન વિષે થોડું વધું

મોટા ભાગના રમતવીરો માટે સૌથી મોટો પડકાર પોતાની રમતમાં નિપુણતા મેળવવાની હોય છે. પણ એલિસ કોચમેન માટે, 5 ફીટ 6 ઇંચના ડંડા ને છલાંગ મારીને પાર કરવો મોટી બાધા ન હતી. 1922 માં જન્મેલી એલિસ બહુ ગરીબ હતી. એ જ્યોર્જિયામાં રહેતી હતી, જ્યાં અશ્વેત લોકો સાથે સમાન વ્યવહાર થતો ન હતો. સાર્વજનિક સ્થાનો પર કાળા લોકો માટે પ્રતિબંધ હતો. દક્ષિણના કાળા બાળકોને મોટે ભાગે સંગઠિત રમતમાં ભાગ લેવાની અનુમતિ ન હતી. વાતને વધારે બદતર બનાવવા માટે, 1930 ના દશકમાં છોકરીઓને ઘરકામમાં મદદ કરવાની અને વિનમ્ર હોવાની અપેક્ષા રાખવામાં આવતી હતી. એલિસના પિતાએ એને દોડવા અને કૂદવા માટે આકરી સજા કરી. જોકે, એલિસ માનતી હતી કે આ પડકારોએ એને દ્રઢ સંકલ્પ અને દ્રઢતા પ્રદાન કરી, જે એને એક સફળ ઓલંપિક રમતવીર બનવા માટે જરૂરી હતા.

એક અસાધારણ દોડવીર અને જમ્પર, એલિસે "ટ્રેક ની રાણી," "પરમાણુ એલિસ," "ટ્રેક એસ," અને "ટસકેગી ફ્લેશ" જેવા ઉપનામ મેળવ્યા. કદાચ એણે 1940 અને 1944 ના ઓલંપિકમાં ઘણા સ્વર્ણ પદક જીત્યા હોત, પણ બીજા વિશ્વયુદ્ધ ને કારણે બંનેને રદ્દ કરવામાં આવ્યા હતા.

સ્વર્ણ પદક જીત્યા પછી, એલિસ નાયિકાના રૂપમાં એના શહેરમાં પાછી ફરી. જ્યોર્જિયામાં કોઈ અશ્વેત વ્યક્તિ માટે ઉત્સવ આયોજિત કરવો મુશ્કેલ હતો, પણ એને માટે એક વિશેષ દિવસનું આયોજન કરવામાં આવ્યું. પરેડ 175 માઈલ લાંબી હતી. પણ દક્ષિણમાં રંગ-ભેદ કાયમ હતો. એના સ્વાગત-સત્કાર સમારોહમાં, એલિસને ભીડ સાથે વાતચીત કરવા માટે આમંત્રિત કરવામાં આવી ન હતી. ખંડમાં એક તરફ ગોરા બેઠા હતા અને બીજી બાજુ અશ્વેત. મહાપૌરે એલિસ સાથે હસ્તધૂનન પણ કર્યું નહીં. તો પણ એલિસને ઘણા ગોરા લોકોનું સમર્થન મળ્યું. એમણે એને ટપાલમાં વધાઈ માટે અનામી ભેટ મોકલાવી.

1948 ના ઓલંપિક પછી એલિસે પ્રતિસ્પર્ધામાં ભાગ લેવાનું બંધ કરી દીધું, પણ એ બીજા સારા કામ કરતી રહી. એણે અલ્બાની સ્ટેટ કોલેજમાંથી એની ડિગ્રી પ્રાપ્ત કરી. એ એક સામુદાયિક સ્વયંસેવક, એક માઁ, એક શિક્ષક અને એક કોચ બની ગઈ. એ એક આંતરરાષ્ટ્રીય ઉત્પાદનનું સમર્થન કરવાવાળી પહેલી અશ્વેત મહિલા બની - જ્યારે કોકા-કોલાએ એને પોતાની જાહેરાતોમાં બતાવી. એને આઠ, હોલ ઓફ ફેમ ની સદસ્યતા મળી. એલિસે દસ અમેરિકી રાષ્ટ્રીય આઉટડોર હાઈ-જમ્પ પ્રતિયોગિતા જીતી, જે આજે પણ એક રેકોર્ડ છે. 1998 માં, એને આલ્ફા કાપા આલ્ફા સોરોરિટીની માનદ સદસ્યના રૂપમાં સામેલ કરવામાં આવી, જે આફ્રિકી-અમેરિકી કોલેજ શિક્ષિત મહિલાઓ દ્વારા સ્થાપિત સૌથી જૂનું સંગઠન છે.

એલિસે એની સફળતાનો શ્રેય એના પરિવાર, શિક્ષકો, કોચ, અને ક્યારેક એવા લોકોને પણ આપ્યો જેને એ જાણતી પણ ન હતી. બીજાની મદદ કરવા એણે "એલિસ કોચમેન ટ્રેક અને ફિલ્ડ ફાઉન્ડેશન" ની સ્થાપના કરી, જે યુવાન રમતવીરોનું સમર્થન કરે છે અને ભૂતકાળના ઓલંપિક રમતવીરોને ખેલ પછી જીવન જીવવામાં મદદ કરે છે.

ઘણા લોકો એલિસની કહાણીને જાણતા નથી, કારણકે એને સ્વર્ણ પદક ટેલિવિઝન પ્રસારણના શરૂઆતના દિવસોમાં મળ્યું હતું. પણ એ એલિસ કોચમેનજ હતી જેણે ભવિષ્યના ઓલંપિક ટ્રેક રમતવીરો જેવા કે વિલ્મા રુડોલ્ફ, એવલીન એશફોર્ડ અને જેકી જોનર-કર્સી માટે માર્ગ મોકળો કર્યો.



"જ્યારે સ્થિતિ બહુ મુશ્કેલ બની જાય અને તમને એવું લાગે કે તમે આશા છોડી દો, ત્યારે તમે એ અવાજને સાંભળો જે તમને કહી રહ્યો છે, "ચાલતા રહો. થોભો નહીં. હિમ્મત અને દ્રઢ સંકલ્પ તમને જરૂર સંકટમાંથી સુરક્ષિતપણે બહાર ખેંચી જશે."

એલિસ કોચમેન



એલિસ કોયમેન એની વિક્રમી છલાંગથી ડંડાની ઉપરથી કૂદતી

# 1948 ના ઓલંપિક વિષે થોડું વધારે

1948 ના ગ્રીષ્મકાલીન ઓલંપિકમાં, કોઈ ઓલંપિક ગામ ન હતું, અને કોઈ નવું સ્ટેડિયમ પણ ન હતું. ત્યાં કોઈ પણ ખર્ચાળ મનોરંજન ન હતું. લન્ડન હજી પણ બીજા વિશ્વયુદ્ધ પછી ખંડેર હાલતમાં હતું.

રસ્તા બોમ્બના કાટમાળથી ભરેલા હતા અને ભોજન, કપડાં અને પેટ્રોલની તંગી હતી. ઘણા ઘરોમાં પાણી ન હતું. આ બધી મુશ્કેલીઓ છતાં, લંડને નાના બજેટમાં એક અવિસ્મરણીય ઓલંપિક નું આયોજન કર્યું અને બે વર્ષ થી પણ ઓછા સમયમાં એની તૈયારી કરી.

લંડનમાં જે કંઈ ઉપલબ્ધ હતું એનાથી કામ ચલાવવું પડયું. શહેરનું વેમ્બલી સ્ટેડિયમ - જે કૂતરાઓ માટેનું રેસિંગ ટ્રેક હતું - એને મુખ્ય રમતગમતના સ્ટેડિયમમાં બદલવામાં આવ્યું. આઈસ રિંકને સ્વિમિંગ પૂલ બનાવવામાં આવ્યું. રમતવીર સ્કૂલોમાં, સૈન્ય આવાસમાં અને ખાનગી ઘરોમાં શિબિરની પથારીમાં સૂતા હતા. ઘણાને પોતાનો ગણવેશ જાતે બનાવવો પડયો અને ઘરેથી વધારાનું ભોજન લાવવું પડયું. લંડનની બસોએ રમતવીરોને ત્યાં પહોંચાડયા જ્યાં એને જવાનું હતું. ઘણા દેશોએ એમાં મદદ કરી. સ્વિટઝર્લૅન્ડે જીમ્નાસ્ટીક ઉપકરણ દાન કર્યા, અને ફિનલેન્ડે બાસ્કેટબોલ કોર્ટની ભોંય માટે લાકડા મોકલ્યા.

આજથી વિપરીત 1948 માં, કોઈ ઓલંપિક રમતવીર ખેલ માટે સંપૂર્ણ સમયની તાલીમ લેતા ન હતા. એના પર બીજી જવાબદારીઓ પણ હતી. રમતવીર પ્રતિસ્પર્ધા કરવા માટે એમની નોકરીમાંથી સમય કાઢતા હતા. થોડા યુદ્ધમાં પણ લડયા હતા. થોડા માઁ અને શિક્ષક હતા, અને એમાં એક સંગીતજ્ઞ, પિયાનોવાદક હતા.

વર્તમાનના ઓલંપિક અને એના યજમાન શહેરના બજેટ મોટા હોય છે અને વર્ષો પહેલા એની તૈયારી થાય છે - જે નાટકીય રૂપ થી 1948 ના ખેલથી સાવ અલગ હોય છે. 1948 ના ઓલંપિકમાં ધનનો અભાવ હતો, પણ જોશ, ભાવના, બલિદાન અને આશાએ એને પૂરો કર્યો.

સમાપ્ત